# પ્રસ્તાવના.

જીનેશ્વર પ્રભુના ધ્યાનમા મન થવા માટ તેઓનુ સ્વરૂપ
જાણવાની ખાસ જરૂર છે શ્રીમાન્ માનતુગાચાર્યે પોતાના રચેલા
ભક્તામર સ્તોત્રમા જીનેદ્રજીનુ યથાર્થ સ્વરૂપ વર્ણવેલુ છે, તે કાર-
ણથી ભક્તામર સ્તોત્રનુ સમજીને પઠન કરી, જીનેશ્વરનુ ધ્યાન ધ-
રવાથી આપણે તેઓની સાથે વધુ એકાગ્રતા મેળવી શકીશુ

શ્રી ભક્તામર સ્તોત્રનો મળ પાઠ સંસ્કૃત ભાષામા લખાયેલો
છે હાલ સંસ્કૃત ભાષાનો ઘણોજ અભાવ છે સઘળા સંસ્કૃત ભ-
ણેલા હોઇ શકે નહિ તેઓ આ સ્તોત્ર સહેલાઇથી સમજી શકે
માટે આ લઘુ પુસ્તકમા મળપાઠનો શબ્દે શબ્દનો અર્થ અને દરેક
ગાથાનો ભાવર્થ આપણી માતૃભાષામા આપેલો છે પઠન કરનારને
પુસ્તક ઉપયોગી થશે તો સઘળો પ્રયાસ સફળ થયો ગણાશે પુ-
સ્તના ધ્યાનના અભાવથી અથવા અજ્ઞાનતાથી થયેલી ભુલો સુધા-
રીને વાચશો

આ સ્તોત્ર સાધારણ રીતે શ્રી જીનેદ્ર દેવોના અનુયાયિઓને
માટે છ હાલમા જૈનધર્મની સ્થિતિનો કાંઇક વિચાર કરીએ જૈન
ધર્મમા મુખ્ય બે ફાંટા પડેલા છે (૧) શ્વેતામ્બરી જૈનો (૨)
દિગમ્બરી જૈનો શ્વેતામ્બરી જૈનોમા પણ મુખ્ય બે ફાંટા છે
(૧) મુર્તિપુજક (૨) સ્થાનકવાસિ આ ઉપરાંત માંહોમાંહે,
પણ ઘણાજ ગચ્છ પડી ગએલા છે એક, બીજાની ખોદણી તેઓ

કરે છે એક, બીજાના અવગુણ ગાય છે, અને પોતાનો મત ખરો ઠરાવવા પ્રયત્ન કરે છે

તેઓમા ગમે તે ખરો હોય કોણ ખરો છે તે જાણી શકવાને આપણે સમર્થ નથી કોણ ખરો છે તે જોવાની ઇચ્છા પણ નથી એટલુજ જોવુ જોઇએ કે તે દરેક ચોવિસે જીનેશ્વરોને માને છે કે નહિ, તે દરેક જૈનધર્મનો મુખ્ય ઉદ્દેશ રાગ, દ્વેષ જીતવાનો માને છે કે નહિ, પછી ભલે તે દિગમ્બર હોય, મુર્તિપુજક હોય યા સ્થાનકવાસિ હોય, પણ તે જૈન છે તેઓ ત્રણે અને બીજા સઘળા જૈન એકજ બીજના ઝાડના ડાળા છે તેઓએ કુસપ તજવો જોઇએ, જૈન નામ માટે અભિમાન રાખવુ જોઇએ, એક બીજા પ્રતિનો ધિક્કાર તજવો જોઇએ, ઘટતા જતા જૈનો વધારવા પ્રયત્ન કરવો જોઇએ

દિગમ્બર, મુર્તિપુજક, સ્થાનકવાસિ વિગેરે ઉપનામોની શી જરૂર છે ? શુ તેઓને જૈન નામથીજ ઓલાવવામા કાઇ ગેરફાયદો છે ? કાઇજ નહિ ત્યારે સઘળા જીનેદ્ર પ્રભુના અનુયાયિઓએ એકઠા થઇ, જૈન નામ ધારણ કરી ધર્મક્ષેત્રમા **जयजिनेंद्र** નો વાવટો લઇ **श्री जिनेश्वर** ની જયઘોષના કરવી જોઇએ

પચભાઇની પોળ
**અમદાવાદ.**
તા ૨૯ આગષ્ટ ૧૯૧૫

**પોપટલાલ છોટાલાલ શાહ.**

# સુચના.



આ સ્તોત્ર દરેક જૈનને ઉપયોગી થઇ પડે માટે તેમાં અડતાળીસ ગાથાઓ મુકેલી છે જે ભાઇઓને ચુંવાળીસજ ગાથાઓ ભણવા ઇચ્છા હોય તેઓએ " બત્રીસ, તેત્રીસ, ચોત્રીસ અને પાત્રીશ" એ ચાર ગાથાઓ ઇચ્છા હોય તો ભણવી તે ચારે ગાથાઓ પર ચિન્હ કરેલું છે

# વીર જીવન ( સ્તુતિ. )



## લાવણી.

ક્ષત્રિકુંડ મહી જનમ હુવા પ્રભુ, જનમ હુવા જીનજી થેરા,
સ્મરણ તાહરૂ એક સાથમે, દુખ સહુ હરતુ મેરા.
ત્રિસલાજીરે માતાજી પેટે. સિદ્ધારથ કેરે કુળ ધીર,
જનમ લિયા પ્રભુજી સબ કાજે, નમુ નમુ મે તે મહાવીર.

ચોસઠ શક્ર કરે તુજ સેવા દેવ અહો તુમ દીપક કુળ,
જૈનધર્મ ઉદ્ધાર કરતા, વર્ધમાન તુજ નામજ મુળ.
વિદ્યા ભણતા બુદ્ધિવંતજી, ધન્ય ધન્ય જીન કુળે હીર, ,
માત તાતના ચક્ષુ ઠારતા, નમુ નમુ મે તે મહાવીર

નદીવરધિ વીર તણા છે, વડિલ ભ્રાત જાણો સહુ જન,
પત્ની વીરની દેવી યશોદા, પુત્રી વીરની આણો મન.
વિસને આઠ વરસ જ્યા વીરને, માતપિતા વીણ થાએ ધીર,
ચારિત્ર તૈયાર વીરજી. નમુ નમુ મે તે મહાવીર

બંધુ સુખને કાજ વીરજી, રહ્યા ગેહ સંવત્સર દોય,
દાન, પુન્ય બહુ કીધા હવે તો, દિક્ષા કેરૂ ટાણુ હોય,
વરસ બાર ને ત્રીસ સુધી તે, વિચર્યા ધારી દિક્ષા શીર,
સાડાબારે કેવળી થાયા, નમુ નમુ મે તે મહાવીર

દઇ ઉપદેશ પ્રભુ તે તાર્યા, ઘણા ઘણા પામર મુજ જેમ,
મોક્ષ તણો મારગ દેખાડી, પો'ચાડ્યા તે તેતો એમ,
અસખ્ય ચેલા ચેલી સાથે, વીચર્યા ગામ વિદેશે ધીર,
દીવાળી દિન શિવપદ પામ્યા, નમુ નમુ મે તે મહાવીર

ઉદાસ મુકી શિષ્યો, શિષ્યા, ચાલ્યા પ્રભુજી તુ નિરવાણ,
તેજ દીવાળી દિન જીનેશ્વર, ગૌતમને છે કેવળજ્ઞાન.
જીવ અનતા તે તાર્યા છે, તુજ ઉપદેશ સુણે જન ધીર,
હસ્ત જોડી 'પોપટ" કે' જીનજી, નમુ, નમુ મે હે મહાવીર.



# શ્રી ભક્તામર સ્તોત્રની રચના શા સંયોગોમાં થઈ તે વિષે.

### વસંતતિલકા

ધારાપુરી નગર રાજ કરેજ ભોજ,
પંડિતવર્ય સહુય આવે ત્યાંહિ રોજ.
ત્યાં બાણ નીજ શ્વસુર સાથે અગ્ર ભાગે,
કરતાજ હોય વાદો સહુમાં અથાગે ૧

જાણે ન રાય નિપુણજકો હોયમાં છે,
જાઓ સરસ્વતિ તણી તો પાસ તે કે'.
બન્ને જતા ઉતરદીશી મહીજ જૂએ,
પોઠોજ ૐ તણી ભરેલીજ માન ખૂએ ૨

નીશાજ ત્યાંય પડી ત્યાંય સુતાજ જ્યાંન,
ગી દેવતાજ પધરામણ થાય ત્યારે,
ઉઠાડી બાણજ શ્વસુરને પૂછતા એ,
સુણ જવાબજ દીએ પછી છાજતાં ૩

સુવાડી, બાણ ભટનેજ ઉઠાડી પૂછે,
સાચો જવાબ પણ બ્રાત "હું"કાર સૂઝે.
દેવી કહે નિપુણ હોય ખરાજ ભાઇ,
મપે રહેજ વધશે તમ ચાતુરાઇ ૪

દોનુ ગયાજ નગર પાછા માન પામે,
મનમાંહિ દોય કેરા, પણ વેર જામે,
ત્યાં એક કોપી કવિદારા બાણ ઉપે,
જોતા ચરિત્ર નિજ તાત ઉપેજ થૂકે ૫

કોઢે ગળે શરીર બાણ સ્વસૂર કેરૂ,
કાઢયો સભા થકીજ તે અપમાન મેરૂ
સૂર્ય નમી શરીર કોઢ વિહીન કીધુ,
ભોજે અથાગ સનમાનજ તેહ દીધુ ૬

ત્યા બાણ નીજ હાથો, પગ દોનુ કાપે,
દેવી ખરેજ ખુશીથી તે અખિન્ન આપે.
રાયજ કહેજ હજુ છે કો જ્ઞાની આવા,
કો જૈન કે' જીન તણો કો ભક્ત લાવો ૭

ત્યા **માનતુંગ** આચાર્યજ લાવી દીધા,
તોડીજ બેડી, તાળા સહુ વિસ્મ કીધા,
ભક્તામર પઠન એવુ કરેજ જેઓ,
ઇચ્છિત પ્રાપ્ત કરશે સહુ સુજ્ઞ તેઓ



॥ अथश्री ॥

# भक्तामर स्तोत्रम् ।

वसंत तिलका वृत्तम्.

भक्तामर प्रणत मौलि मणि प्रभाणा-
मुद्योतकं दलित पापतमो वितानम् ।
सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-
वालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥

**અર્થ**—**ભક્તામર**=ભક્ત દેવો **પ્રણત**=નમેલ **મૌલિ**=મુગટ **મણિપ્રભાણામ્**=મણીના તેજના **ઉદ્યોતકમ્**=પ્રકાશિત કરનાર **દલિત**=વધેલા **પાપ તમો**=પાપરૂપી અંધકાર **વિતાનમ્**=નાશ કરનાર **સમ્યક્**=સારી રીતે **પ્રણમ્ય**=નમીને **જિનપાદયુગમ્**=જીનેશ્વર પ્રભુના બે ચરણો **યુગાદૌ**=કાળની શરૂઆતથી **આલમ્બનમ્**=આધાર **ભવજલે**=સંસાર જળમાં **પતતામ્** **જનાનામ્**=પડતા જનોના

**ભાવાર્થ**—ભક્ત દેવોના નમાવેલા મુગટમાના મણિના પ્રકાશને વધારે તેજસ્વી કરનાર, પાપરૂપી અગાધ અંધકારનો નાશ

કરનાર, અને પ્રથમથીજ સંસાર સાગરમાં ડુબતા જીવોના આશ્ર-
યરૂપ જીનેશ્વરના ચરણ પુજીને-૧

**यः संस्तुतः सकल वाङ्मय तत्वबोधा-**
**दुद्भूत बुद्धिपटुभिः सुरलोकनाथैः ।**
**स्तोत्रैर्जगत्त्रितय चित्तहरैरुदारैः**
**स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥१॥**

**અર્થ** —યઃ=જે **સંસ્તુતઃ**=વખણાયલા **સકલ વાઙ્મય**=સઘળી ભાષાઓમાંના **તત્વબોધાત્**=સત્યના જ્ઞાનથી **ઉદ્ભૂત**=ઉત્પન્ન થએલી **બુદ્ધિ**=જાણવાની શક્તિ **પટુભિઃ**=નિપુણથી **સુરલોકનાથૈ**=ઇંદ્રોથી **સ્તોત્રૈઃ**= સ્તવનોથી **જગત્ ત્રિતય**=ત્રણેલોક **ચિત્તહરૈ**=મન હરીલે તેવાથી **ઉદારૈઃ**=ઉદારથી **સ્તોષ્યે**=ગુણગાન કરીશ **કિલ**= ખચિત **અહમ્**=હું **અપિ**=પણ **તમ્**=તેને **પ્રથમમ્ જિનેંદ્રમ્**= પહેલા જીનેન્દ્રને

**ભાવાર્થ**—તમામ ભાષાઓમાં લખાયલા તત્વોના જ્ઞાનથી નિપુણ થએલા ઇંદ્રોએ ઉદાર મનથી ત્રણેલોકના મન હરી લે તેવા સ્તવનોથી જેની સ્તુતિ કરી છે, તેવા પ્રથમ જીનેંદ્ર (શ્રી ઋષભદેવ) નું હું પણ સ્તવન કરીશ.

**बुद्ध्या विनापि विबुधार्चितपादपीठ,**
**स्तोतुं समुद्यतमतिर्विगतत्रपोऽहम् ।**

**बालं विहाय जलसंस्थितमिन्दु बिम्ब-**
**मन्यःकइच्छति जनः सहसा ग्रहीतुम् ॥३॥**

**અર્થ—બુદ્ધયા વિનાપિ**=બુદ્ધિ વિનાનો છુ તો પણ. **વિબુધાર્ચિત પાદપીઠ**=હે દેવ, કે જેનુ પગ મુકવાનુ આસન પણ દેવોએ પુજેલુ છે **સ્તોતું**=સ્તવન કરવાને **સમુદ્યત**=ગુથા-એલો **મતિ:**=બુદ્ધિ **વિગતત્રપ:**=નિર્લજ્જ **અહમ**=હુ **બાલં વિહાય**=બાળક વિના **જલ સંસ્થિતમ**=પાણીમા રહેલુ **ઇન્દુ બિમ્બમ્**=ચંદ્રનુ પ્રતિબિમ્બ **અન્ય:કુ:**=બીજો કોણ ( ઇચ્છતિ= ઇચ્છે છે **જન:**=માણસ **સહસા**=એકદમ **ગ્રહીતુમ**=લેવાને

**ભાવાર્થ**—જેમ જળમા રહેલુ ચંદ્ર પ્રતિબિમ્બ (અજ્ઞાન) બાળકજ એકદમ લેવા ઇચ્છે છે, તેમ હે દેવોથી પુજાયલા પાદા-સનવાળા જીનેશ્વર પ્રભુ હુ અજ્ઞાની પણ આપની સ્તુતિ કરવામા નિર્લજ્જ થઇ ગુથાઉ છુ ૩

**वक्तुं गुणान्गुण समुद्र शशाङ्ककांता- ,**
**कस्ते क्षमः सुर गुरु प्रतिमोऽपि बुद्धया ।**
**कल्पान्तकाल पवनोद्धत नक्रचक्रं,**
**कोवा तरी तुमलमम्बुनिधिं भुजाभ्याम् ॥४॥**

**અર્થ—વક્તુમ**=વર્ણવવાને **ગુણાન**=ગુણોને **ગુણસમુદ્ર**=હે ગુણનિધિ **શશાઙ્કકાંતાન**=ચંદ્ર જેવા કાન્તિવાન્ **કુ:**=કોણ **તે**=

તારા **ક્ષમ:**=શક્તિવાન્ **સુર ગુરૂ પ્રતિમ:**=દેવોના ગુરૂ બ્રહસ્પતિ જેતે **અપિ**=પણ **બુદ્ધયા**=જ્ઞાનથી **કલ્પાન્તકાલ**=પ્રલયકાળ. **પવન ઉદ્ધત**=પવનથી ઉછાળા મારી રહેલો **નક્રચક્રમ્**=મગર અને ગોળ ભમરાઓથી ભરપૂર **કોવા**=કોણ. **તરીતુમ્**=તરવાને. **અલમ્**=બસ **અમ્બુનિધિમ્**=દરિઓ **ભુજાભ્યામ્**=હાથથી

**ભાવાર્થ**—હે ગુણનિધિ, જેમ પ્રલયકાળના પવનથી ઉછાળા મારી રહેલો, મગર અને ભમરાઓથી ભરપૂર સમુદ્ર તરવાને કોઇ શક્તિવાન્ નથી તેમ આપના અગણિત, ચંદ્ર જેવા ઉજ્જવળ ગુણો વર્ણવવાને બ્રહસ્પતિ પણ અશક્ત છે ૪

**सोऽहं तथापि तव भक्ति वशान्मुनीश,**
**कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।**
**प्रीत्यात्म वीर्यमविचार्य मृगी मृगेन्द्रं,**
**नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥५॥**

**અર્થ**—**સોહં**=હું તે છું **તથાપિ**=તોપણ **તવ**=તારી **ભક્તિવશાત્**=ભક્તિને વશ થવાથી **મુનીશ**=મુનીઓમાં પ્રભુ જેવા **કર્તું**=કરવાને **સ્તવમ્**=સ્તવન **વિગતશક્તિ**=શક્તિહીન. **અપિ**=પણ **પ્રવૃત્ત**=તૈયાર થએલો **પ્રીત્યા**=નેહને અર્થે **આત્મવીર્યમ્**=પોતાનુ બળ **અવિચાર્ય**=વિચાર્યા વિના **મૃગી**=મૃગલી **મૃગેંદ્રમ્**=સિંહને **નાભ્યેતિ**=સામી થતી નથી **કિમ્**=શું ? **નિજશિશો**=પોતાના બચ્ચાનુ **પરિપાલનાર્થમ્**=રક્ષણાર્થે

**ભાવાર્થ:**—જેમ પોતાનુ બળ વિચાર્યા વિના મૃગલી સ્વ-બાળના રક્ષણાર્થે સિંહના સામી થાય છે, તેમ હુ તેવો છુ, તોપણ હે મુનીશ્વર આપની ભક્તિ કરવાના ઉભરા આવવાથી, અજ્ઞાત હોવા છતા, આપનુ સ્તવન કરવાને હુ તૈયાર થયો છુ ૫

**अल्पश्रुतं श्रुतवतां परिहासधाम,**
**त्वद्भक्तिरेव मुखरी कुरुते बलान्माम् ।**
**यत्कोकिलः किलमधौ मधुरं विरौति,**
**तच्चारु चाम्र कलिकानिकरैक हेतुः ॥ ६ ॥**

**અર્થ—અલ્પ શ્રુતમ્**=થોડુ જાણનાર **શ્રુતવતામ્**=જ્ઞાની-ઓનુ **પરિહાસ ધામ**=હાસ્યપાત્ર **ત્વદ્ભક્તિ**=તમારી ભક્તિ **મુખરી**=વાચાળ **કુરૂતે**=કરે છે **બલાત્**=બળાત્કારથી **મામ્**=મને **યદ્**=જેમ **કોકિલ**=કોયલ **મધો**=વસતઋતુમા **મધુરમ્**=મધુર **વિરૌતિ**=ઉચ્ચારે છે **તદ્**=તેવી રીતે **ચારૂ**=સુદર **ચામ્ર**=આબો **કલિકા**=કળી=**નિકર**=જથ્થો **એક હેતુ**=એક કારણથી

**ભાવાર્થ—**હે જીનેન્દ્ર પ્રભુ, હુ અજ્ઞાન અને જ્ઞાનીઓનુ હા-નીઓનુ હાસ્યપાત્ર છુ, છતા જેમ વસતઋતુમા આબાના મોરના પ્રભાવથી કોયલ મીઠા શબ્દો ઉચ્ચારે છે, તેમ આપની ભક્તિજ મને બળાત્કારથી બોલાવે છે ૬

त्वत्संस्तवेन भवसंतति सन्निबद्धं,
पापं क्षणात् क्षय मुपैति शरीरभाजाम् ।
आक्रान्त लोक मलिनीलमशेषमाशु,
सूर्यांशु भिन्नमिव शार्वरमंधकारम् ॥ ७ ॥

**અર્થ**—**ત્વત્સંસ્તવેન**=તારા સ્તવનથી **ભવસંતતિ**=જન્મમરણ **સન્નિબદ્ધમ્**=એકઠા થએલા **પાપમ્**=પાપ **ક્ષણાત્**=ક્ષણથી **ક્ષયમુપૈતિ**=નાશ પામે છે **શરીરભાજામ્**=મનુષ્યોના **આક્રાન્ત**=શરૂ થએલા **લોકમ્**=લોક **અલિનીલમ્**=ભમરા જેવુ કાળુ **અશેષમ્** સંપૂર્ણ **આશુ**=જલદી **સૂર્યાંશુ**=સૂર્યના કિરણો **ભિન્નમ્**=છૂટા છૂટાં **ઇવ**=જેમ **શાર્વર**=રાત્રિનુ **અંધકારમ્**=અંધારૂ

**ભાવાર્થ**—રાત્રિનુ ભ્રમર જેવુ કાળુ અંધારૂ સૂર્યના પ્રકાશથી જેમ તત્કાળ નાશ પામે છે, તેમ આપની સ્તુતિથી શરૂઆતથી મનુષ્યોના જન્મ પરંપરાના પાપો ક્ષણમાત્રમા નાશ પામે છે ૭

मत्वेति नाथ तव संस्तवनं मयेद-
मारभ्यते तनुधियापि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनी दलेषु,
मुक्ताफल द्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

**અર્થ**– **મત્વા**=સમજીને **ઇતિ**=એમ **નાથ**=હે રક્ષણ કર્તા **તવ**=તારૂ **સંસ્તવનમ્**=સ્તવન **મયા**=મારાથી **ઇદમ્**=આ **આરભ્યતે**=શરૂ થાય છે **તનુધિયાપિ**=થોડી બુદ્ધિવાળાથી પણ **તવ**=તારા **પ્રભાવાત્**=પ્રભાવથી **ચેત**=ચિત્ત **હરિષ્યતિ**=હરીલેશે **સતામ્**=સત્પુષોના **નાલની દલેષુ**=કમળપત્રમાં: **મુક્તાફલ**=મોતિ **દ્યુતિમ્**=તેજ **ઉપૈતિ**=મેળવેછે **નનુ**=નક્કી **ઉદબિન્દુ** =પાણીનુ ટીપુ ૮

**ભાવાર્થ**–આવુ સમજીને હે નાથ, જેમ કમળપત્રમા પડેલુ જળબિન્દુ મોતિના જેવુ પ્રકાશિત થાય છે, તેમ હુ અલ્પ બુદ્ધિવાળો આપની સ્તુતિ કરૂછુ, તે આપના પ્રભાવથી સત્પુરૂષોને ગમશે ૮

**ग्रास्तां तव स्तवन मस्त समस्त दोषं,**
**त्वत्संकथापि जगतां डुरितानि हन्ति ।**
**दूरे सहस्त्र किरणः कुरुते प्रनैव,**
**पद्माकरेषु जलजानि विकाशन्नाञ्जि ॥ ए ॥**

**અર્થ**–**આસ્તામ્**=મચી રહેનારના **તવ**=તારૂ **સ્તવનમ્**=સ્તોત્ર **અસ્ત સમસ્ત દોષમ્**=સર્વ પાપ નાશ પામે છે **ત્વત્સંકથાપિ**=તારી વાતો પણ **જગતામ્**=જગતનાં **દુરિતાનિ**=દુષ્ટ કર્મો **હન્તિ**=હણે છે **દૂરે**=દૂર રહી **સહસ્ત્રકિરણ:**=સૂર્ય **કુરૂતે**=કરે છે. **પ્રભાએવ** પ્રકાશજ **પદ્માકરેષુ**=સરોવરોમાં **જલજાનિ**=કમળો **વિકાશભાગ્જિ**=પ્રફુલ્લતાવાળાં.

**ભાવાર્થ**—જેમ દૂર રહીને સૂર્ય પ્રકાશ આપેછે તેથી સરોવરોમા રહેલા કમળો પ્રફુલ્લિત થાય છે તેમ તમારી સ્તુતિથી ભક્તોના, અને તમારી કથાથી પણ સર્વ જગત્‌ના પાપનો નાશ થાય છે ૯

**नात्यद्भुतं भुवन भूषण भूतनाथ,**
**भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ।**
**तुल्या भवन्ति भवतो ननु तेन किं वा,**
**भूत्याश्रितं य इह नात्म समं करोति ॥ १० ॥**

**અર્થ**—**ન**=નહિ **અતિ**=ઘણું **અદ્ભુતમ્**=આશ્ચર્યકારક **ભુવન ભૂષણ**=ત્રણે લોકના આભૂષણ **ભૂતનાથ**=પ્રાણીઓના નાથ **ભૂતૈર્ગુણૈઃ**=નિર્માણ થએલા ગુણોથી **ભુવિ**=દુનિયામા **ભવન્તમ્**=તમે **અભિષ્ટુવન્તઃ**=અભિષિત થએલા **તુલ્યા**=સમાન **ભવન્તિ**=થાય છે **ભવતોઃ**=તમારી **નનુ**=નક્કી **તેન**=તેનાથી **કિંવા**=કોણ **ભૂત્યાશ્રિત**=આશ્રય લેવાથી **યઃ**=જે **ઇહ**-અહીઆ **ન**=નહિ **આત્મસમ્**=પોતાના જેવા **કરોતિ**=કરે છે.

**ભાવાર્થ**—હે જગતના નાથ, હે જગતના આભુષણ, આપના સત્યગુણોથી જગત્‌માં આપની સ્તુતિ કરનાર આપના સમાન થાય છે, તેમા આશ્ચર્ય નથી કારણ કે શ્રીમન્ત પુરૂષ પોતાનો આશ્રય લેનાર મનુષ્યને પૈસાદાર કરે છેજ ૧૦

दृष्ट्वा भवन्तमनिमेष विलोकनीयं,
नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।
पीत्वा पयः शशिकर द्युति दुग्ध सिन्धोः
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत ॥ ११ ॥

**અર્થ**—**દૃષ્ટ્વા**=દેખીને **ભવન્તમ્**=તમને **અનિમેષ**=અચળ **વિલોકનીયમ્**=જોવા લાયક **અન્યત્ર**=બીજે ઠેકાણે **તોષમ્**=સંતોષ **ઉપયાતિ**=પામે છે **જનસ્ય**=મનુષ્યના **ચક્ષુ**=આંખ **પીત્વા**=પીવાથી **પય**=દુધ **શશિકર**=ચંદ્રના કિરણ **દ્યુતિ**=તેજ **દુગ્ધસિંધો:**=ક્ષીરસાગરનુ **ક્ષારમ્**=ખારૂ **જલમ્**=પાણી **જલનિધે**=સમુદ્રનુ **અશિતુમ્**=ઉડાવવા, પીવા **ક.**=કોણ **ઇચ્છેત્**=ઇચ્છે

**ભાવાર્થ**—જેમ ક્ષીરસાગરનુ ચંદ્ર જેવુ ઉજ્જવળ દુધ પીધા પછી સમુદ્રનુ ખારૂ પાણી પીવા કોઇ ઇચ્છતુ નથી, તેમ એકી નજરે જોવા લાયક આપને નિરખ્યા પછી મનુષ્યના ચક્ષુ બીજે કોઇ ઠેકાણે ઠરતા નથી ૧૧

यैः शांतरागरुचिभिः परमाणुभिस्त्वं,
निर्मापितस्त्रिभुवनैक ललाम भूत ।
तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्यां,
यत्ते समामपरं न हि रूपमस्ति ॥ १२ ॥

**અર્થ**—**યૈ**=જેઓથી **શાંત રાગ રૂચિભિ:**=નવમા શાત નામના રસની છાયાવાળા (થી) **પરમાણુભિ:**=અતિ સુક્ષ્મ પદાર્થોથી **ત્વમ્**=તમે **નિર્માપિત:**=નિર્માયેલા **ત્રિભુવન**=ત્રણે લોક **એક**=એક **લલામ**=સુદર **ભૂત**=થએલા **તાવન્ત એવ**=તેટલાજ **ખલુ**=નક્કી **તે**=તેઓ **અપિ**=વળી **અણવ:**=પરમાણુઓ **પૃથિવ્યાં**=પૃથ્વીમા **યદ્**=તેથી **તે**=તારા **સમાનમ્** સમાન **અપરમ્**=બીજુ **ન**=નહિ **હિ**=ખરેખર **રૂપમ્**=રૂપ **અસ્તિ**=છે

**ભાવાર્થ**—પૃથ્વીમા જેટલા શાત રસની છાયાવાળા પરમાણુઓ છે, તે સઘળાથી આપ નિર્માયલા છો, તેથી ત્રણે ભુવનમાં આપ સૌથી સુદર છો, અને આપના જેવુ સ્વરૂપ કોઇ બીજાનુ નથી ૧૨

**वक्त्रं क्व ते सुरनरोरग नेत्र हारि,**
**निःशेष निर्जित जगत्त्रितयोपमानम् ।**
**बिम्बं कलङ्क मलिनं क्व निशाकरस्य,**
**यद्वासरे भवति पाण्डु पलाश कल्पम् ॥१३॥**

**અર્થ**—**વક્ત્રમ્**=ચહેરો **ક્વ**=ક્યાં **તે**=તારો **સુર**=દેવો **નર**=મનુષ્ય **ઉરગ**=નાગ **નેત્ર**=આખ **હારિ**=હરણ કરનાર **નિ:શેષ** સપૂર્ણ **નિર્જિત**=ન જીતાયલો **જગત્રિ તયોપમાનમ્**=ત્રણે લોકમાંની ઉપમા લાયક વસ્તુઓ **બિમ્બમ્**=બિમ્બ **કલંક મલિનમ્**=ડાઘાવાળુ **ક્વ**=ક્યાં **નિશાકરસ્ય**=ચંદ્રનું **યદ્**=જે **વાસરે**=દિવસે **ભવતિ**=થાય છે. **પાણ્ડુ**=સફેદ **પલાશ કલ્પમ્**=પલાશ જેવુ.

**ભાવાર્થ**—ત્રણે લોકમાંની ઉપમા આપવા લાયક વસ્તુઓથી ચઢીઆતુ, દેવો, મનુષ્યો અને નાગલોકના (સ્વર્ગ મૃત્યુ અને પાતાળના લોકના) નેત્રો ચકિત કરી નાખનારૂ આપનુ મુખ, ડાઘાવાળા, દિવસે સફેત ખાખરાના પાંદડા જેવા થઇ જતા ચદ્રથી વણુજ ચઢીઆતુ છે ૧૩

**संपूर्ण मंडल शशाङ्क कला कलाप,**
**शुभ्रा गुणास्त्रिभुवनं तव लङ्घयन्ति ।**
**ये संश्रितास्त्रिजगदीश्वरनाथमेकं,**
**कस्तान्निवारयति संचरतो यथेष्टम् ॥ १४ ॥**

**અર્થ**—**સંપૂર્ણ**=પૂરેપુરૂ **મંડલ**=બિમ્બ **શશાંક**=ચદ્ર **કલા**=કલા. **કલાપ**=સગ્રહ **શુભ્રા:**=ચળકતા **ગુણા:**=ગુણો **ત્રિભુવનં**=ત્રણેલોકમાં **તવ**=તારા **લંઘયન્તિ**=ઉલ્લઘી જાય છે **યે**=જે **સંશ્રિતા:**=આશ્રય કરીને રહેલા ત્રિજગદિશ્વર **નાથમ્**=ત્રણે જગતના રક્ષણ કરતા રાજા. **એકમ્**=એક **ક:**=કોણ **તાન્**=તેમને **નીવારયતિ** =અટકાવે છે **સંચરત:**=ફરતા **યથેષ્ટમ્**=ઇચ્છા મુજબ.

**ભાવાર્થ**=પૂર્ણિમાના ચંદ્ર જેવી કાન્તિવાળા તમારા ગુણો ત્રણે ભુવનમાં શોભે છે. તે ગુણો તમારો આશ્રય કરી રહેલા છે માટે તેમને ઇચ્છા મુજબ વર્તતાં કોઇ અટકાવી શકે તેમ નથી ૧૪

चित्रं किमत्र यदि ते त्रिदशाङ्गनाभि-
र्नीतं मनागपि मनो न विकार मागम् ।
कल्पान्त काल मरुता चलिताचलेन,
किं मन्दराद्रिशिखरं चलितं चदाचित् ॥१५॥

**અર્થ:**—**ચિત્રમ્**=આશ્ચર્ય **કિમ્**=શુ **અત્ર**=આમા **યદિ**=જો **તે**=તારા **ત્રિદશાંગનાભિ:**—દેવાંગનાઓથી **નીતમ્**=લઇ ગએલુ **મનાગપિ**=જરા પણ **મન:**=મન **ન**=નહિ **વિકારમાગમ્**=વિકારના રસ્તે **કલ્પાન્તકાલમરુતા**=પ્રલયકાળના પવનથી **ચલિત**=ડોલાયમાન થએલુ **અચલેન**=પર્વતથી **કિમ્**=શુ **મન્દરાદ્રિ**=મેરૂપર્વત. **શિખરં**=શિખર **ચલિતમ્**=ચલાયમાન થએલુ **કદાચિત્**=કોઇ વખત

**ભાવાર્થ:**—જેમ પ્રલયકાળના પવનથી અન્ય પર્વતો ડોલે છે, પણ મેરૂપર્વત ડોલતો નથી, તેમ આપના મનમા દેવાગનાઓ વિકાર લાવી શકની નથી એમાં શુ આશ્ચર્ય છે ? ૧૫

निर्धूम वर्तिरपवर्जित तैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटी करोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां,
दीपोऽपरस्त्वमसि नाथ जगत्प्रकाशः ॥ १६ ॥

**અર્થ:—નિર્ધૂમ**=ધુમાડા વિનાની. **વર્તિ:**=દીવેટ. **અપવર્જીત**=હાલે નહિ તેવો **તૈલપૂર:**=તેલથી ભરપૂર **કૃત્સ્નં**=ફેલાવનાર. **જગત્ત્રયમ**=ત્રણે લોકને **इदम्**=આ **પ્રકટી**=સ્પષ્ટ.' **કરોષિ**=કરે છે **ગમ્ય:**=જઈ શકાય તેવા **ન**=નહિ **જાતુ**=ગમે તે રીતે **મરૂતામ્**=પવનનો **ચલિતા ચલાનામ્**=પર્વતો ડોલાવી નાંખે તેવાનો. **દીપ:**=દીવા **અપર:**=જુદો **त्वमसि**=તુ છે. **નાથ**=હે નાથ **જગત્ પ્રકાશ:**=જગત્‌ને પ્રકાશ આપનાર

**ભાવાર્થ:—**હે નાથ, આપ ધુમાડા વિનાની દીવેટવાળા, સ્થિર પ્રકાશ આપનાર, તેલથી ભરપૂર, પર્વત ડોલાવી નાંખે તેવા પવનથી ગમે તે રીતે પાસે ન જઈ શકાય તેવા, જગત્‌મા પ્રકાશતા, જુદી જાતના દીવા છો આપ પ્રકાશ ફેલાવો છો, અને ત્રણલોકને સ્પષ્ટ કરો છો ૧૬

नास्तं कदाचिदुपयासि न राहु गम्यः
स्पष्टी करोषि सहसा युगपज्जगन्ति ।
नाम्भोधरोदर निरुद्ध महा प्रभावः
सूर्यातिशायि महिमासि मुनींद्र लोके ॥१७॥

**અર્થ:—અસ્તમ**=અસ્ત **કદાચિત્**=કોઇ વખત **ઉપયાસિ**=પહોંચે છે. **ન રાહુ ગમ્ય:**=રાહુ જેની પાસે આવી શકતો નથી તે **સ્પષ્ટી**=ખુલ્લા **કરોષિ**=કરે છે. **સહસા**=એકદમ. **યુગપદ્**=એકીવારે. **જગન્તિ**=ત્રણે જગત. **અમ્ભોધર**=વાદળ. **ઉદર**=પેટ, **નિ-**

**રૂદ્ધ**=અવરોધ કરાયેલો. **મહાપ્રભાવઃ**=ઘણા મહિમાવાન **સૂર્યાતિ-શાયિ**=સૂર્યથી ચઢીઆતો **મહિમાસિ**=પ્રભાવવાળો છે **મુનીંદ્ર**=હે મુનિઓમા શ્રેષ્ટ **લોકે**=લોકમા.

**ભાવાર્થઃ**—હે મુનીંદ્ર, આપ જગતમા સૂર્ય કરતાં પણ વધારે પ્રકાશમાન છો, આપ અસ્ત પામતા નથી, આપને રાહુ ગળી શકતો નથી, આપ ત્રણે જગતને એકીવારે પ્રકાશ આપોછો, અને આપને વાદળ ઢાકી શકતુ નથી. ૧૭

**नित्योदयं दलित मोह महान्धकारं,**
**गम्यं न राहु वदनस्य न वारि दानम् ।**
**विभ्राजते तव मुखाब्जमनल्प कान्ति,**
**विद्योतयज्जगद पूर्व शशाङ्क बिम्बम् ॥ १८ ॥**

**અર્થઃ—નિત્યોદયં**=જેનો હમેશા ઉદય રહે છે તે **દલિત મોહ**=વધેલો મોહ **મહ**=નાશ **અન્ધકારમ**=અધારૂ **ગમ્યમ**=જઈ શકે તે **રાહુ વદનસ્ય**=રાહુના મુખનો. **વારિદાનમ**=વરસાદને **વિભ્રાજતે**=પ્રકાશે છે **તવ**=તારૂ **મુખાબ્જમ**=મુખ કમળ **અનલ્પ**=ઘણી **કાંતિ**=સુંદરતા **વિદ્યોતયત્**=પ્રકાશ આપે છે **જગદપૂર્વ**=જગતમાં પહેલાં નહિ હતા તેવા. **શશાંકબિમ્બમ**=ચદ્ર પ્રતિબિમ્બ.

**ભાવાર્થઃ**—લોકમા આપનુ મુખ કમળ પૂર્ણિમાના ચદ્ર સમાન શોભી રહ્યું છે તેનો હમેમાં ઉદયજ છે તે મોહરૂપી અ-

ધકારનો નાશ કરે છે રાહુનુ ડોકુ તેની પાસે આવી શકતુ નથી. અને તેની કાંતિ કદિ પણ ઓછી થતી નથી. ૧૮

**किं शर्वरीषु शशिनाह्नि विवस्वता वा,**
**युष्मन्मुखेंदु दलितेषु तमस्सु नाथ ।**
**निष्पन्न शालि वनशालिनि जीवलोके,**
**कार्यं कियज्जलधरैर्जलभार नम्रैः ॥ १९ ॥**

**અર્થ**-**કિં**=શુ **શર્વરીષુ**=રાત્રિએ **શશિના**=ચદ્રથી **અન્હિ**=દિવસે **વિવસ્વતા**=સૂર્યથી **વા**=અથવા **યુષ્મનમુખેંદુ**=આપના મુખરૂપી ચદ્ર **દલિતેષુતમસ્સુ**=અધકાર હરીલે છે. ત્યારે **નિષ્પન્ન**=પાકેલી **શાલિ**=ડાગર **વનશાલિનિ**=જેને પાણી પુરૂં પાડવામાં આવે છે તે **જીવલોકે**=મનુષ્ય લોકમાં **કાર્યં**=કામ **કિયત્**=શુ **જલધરૈઃ**=વાદળોથી **જલભારનમ્રૈઃ**=પાણીના વજનથી લચી જતા

**ભાવાર્થ**=હે નાથ, જેમ મનુષ્ય લોકમા પાણી પાઈને ડાગર પકવ્યા પછી પાણીથી ભરપૂર વાદળનુ કાંઈ પણ કામ રહેતુ નથી તેમ આપના મુખરૂપી ચદ્રથી અધકારનો નાશ થાય છે ત્યારે રાત્રે ચદ્રની, અને દિવસે સૂર્યની શી જરૂર છે ? ૧૯

**ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं,**
**नैवं तथा हरिहरादिषु नायकेषु ।**

तेजः स्फुरन्माणिषु याति यथा महत्वं,
नैवं तु काच शकले किरणा कुलेऽपि ॥२०॥

**અર્થ**-**જ્ઞાનં**=જ્ઞાન. **યથા**=જેમ. **ત્વયિ**=તારામા. **વિભાતિ**=શોભે છે **કૃતાવકાશં**=રહેઠાણ કરીને, સપૂર્ણ **નૈવં**=તેવુ નહિ **તથા**=તેવુ **હરિહરાદિષુ**=શિવ, વિષ્ણુ વિગેરેમા **નાયકેષુ**=દેવોમાં **તેજઃ**=તેજ **સ્ફુરન્**=ઝળહળતી **મણિષુ**=મણિઓમા **યાતિ**=જાય છે **યથા**=જેમ **મહત્વમ્**=મોટાઇ (પ્રભાવ) **નૈવં**=તેવુ નહિ. **તુ**=પણ **કાચ શકલે**=કાચના કકડામાં **કિરણાકુલે**=કિરણથી (સૂર્યનાં) ભરપૂર થઇ ગએલામાં **અપિ**=પણ

**ભાવાર્થ**-જેમ તેજથી ઝળહળતા મણી જેવુ તેજ તડકામા મકેલુ કાચના કકડામાં પણ હોતુ નથી, તેમ આપનો આશ્રય કરી રહેલુ જ્ઞાન આપનામા શોભે છે તેવુ શિવ, વિષ્ણુ વિગેરે દેવોમાં શોભતુ નથી ૨૦

मन्ये वरं हरिहरादय एव दृष्टा,
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।
किं वीक्षितेन भवता भुवि येन नान्यः
कश्चिन्मनो हरति नाथ भवान्तरेऽपि ॥ २१ ॥

**અર્થ**—**મન્યે**=ધારૂછુ **વરં**=સારૂ **હરિહરાદયઃ**=શિવ, વિષ્ણુ

વિગેરે **એવ**=જ **દૃષ્ટા:**=દેખાયા **દૃષ્ટેષુયેષુ**=જેમને જોયાથી **હૃદયં**=મન **ત્વયિ**=તારામાં **તોષમેતિ**=સંતોષ પામે છે **કિં**=શું **વિક્ષિતેન**=જોવાથી **ભવતા**=તમારાથી **ભુવિ**=દુનીઆમાં **યેન**=જેનાથી **નાન્ય:**=બીજો નહિ **કશ્ચિત્**=કોણ **મન:**=મન **હરતિ**=હરિલે છે **નાથ**=હે નાથ **ભવાન્તરેઽપિ**=બીજા ભવમા પણ

**ભાવાર્થ**=હે પ્રભુ, શિવ, વિષ્ણુ વિગેરેને જાણ્યા તે સારૂ થયુ તેમને જાણ્યા પછી અન્ય ભવમા પણ આ દુનીઆમાં બીજો કોઇ મન હરિ શકે તેમ છે નહિ ૨૧

**स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रा;-**
**न्नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।**
**सर्वा दिशो दधति भानि सहस्र रश्मिं,**
**प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥२२॥**

**અર્થ**—**સ્ત્રીણામ્**=સ્ત્રીઓના **શતાનિ**=સેકડો **શતશ:**=સેંકડોની સંખ્યામાં **જનયન્તિ**=જન્મ આપે છે. **પુત્રાન્**=પુત્રોને **ન**=નહિ **અન્યા**=બીજી **સુતં**=પુત્ર **ત્વદુપમં**=તારા જેવો **જનની**=માતા **પ્રસૂતા**=જન્મ આપનારી **સર્વાદિશ:**=બધી દિશાઓ **દધતિ**=ધારણ કરે છે. **ભાનિ**=નક્ષત્ર **સહસ્રરશ્મિં**=સૂર્ય **પ્રાચિ**=પૂર્વ **એવ**=જ **દિક્**=દિશા **જનયતિ**=જન્મ આપે છે **સ્ફુરત્**=ઝળહળતા **અંશુજાલમ્**=કિરણોનો સમહ

ભાવાર્થ —જેમ સર્વ દિશાઓમાં તારાઓ હોય છે, પણ ઝળહળતો સૂર્ય તો પૂર્વ દિશામાજ ઉગે છે, તેમ સેકડો સ્ત્રીઓ, સેંકડો પુત્રોને જન્મ આપે છે, પણ આપની માતા સિવાય બીજી કોઇ સ્ત્રી આપના જેવા પુત્રને જન્મ આપી શકતી નથી ૨૨

**त्वामामनन्ति मुनयः परमं पुमांस-**
**मादित्यवर्णममलं तमसः पुरस्तात् ।**
**त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं,**
**नान्यः शिवः शिवपदस्य मुनींद्रपन्थाः ॥२३॥**

, **અર્થ**:—**ત્વામ્**=તમને **આમનન્તિ**=ગણેછે **મુનય:**=મુનીઓ **પરમમ**=મહાન્ **પુમાંસમ**=પુરૂષ **આદિત્યવર્ણમ**=સૂર્ય સમાન તેજસ્વી **અમલં**=નિર્મળ **તમસ:પુરસ્તાત**=અંધકાર આગળ **ત્વામ**=તમને **એવ**=જ **સમ્યક્**=સારી રીતે **ઉપલભ્ય**=પામીને **જયન્તિ**=જીતે છે **મૃત્યું**=મરણ **ન**=નહિ **અન્ય:**=બીજો **શિવ:**= કલ્યાણકારી **શિવપદસ્ય**=મુક્તિ પદનો **મુનીંદ્ર**=મુનીઓમા શ્રેષ્ટ **પન્થા:**=માર્ગ

**ભાવાર્થ**:—મુનીઓ આપને મહા પુરૂષ અને અંધકાર આગળ નિર્મળ સૂર્ય સમાન તેજસ્વી માને છે આપને રૂડે પ્રકારે જાણવાથી તેઓના જન્મ મરણના ફેરા ટળે છે હે મુનીંદ્ર, મોક્ષનો બીજો કલ્યાણકારી માર્ગ નથી ૨૩

त्वामव्ययं विभुमचिन्त्यमसंख्यमाद्यं,
ब्रह्माणमीश्वरमनंतमनङ्गकेतुम् ।
योगीश्वरं विदित योगमनेकमेकं,
ज्ञान स्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

**અર્થ:**—ત્વામ=તમને **અવ્યયમ**=ક્ષયવિનાના. **વિભુમ**=પ્રભુ. **અચિન્ત્યમ**=સમજી ન શકાય તેવા **અસંખ્યં**=ગણી ન શકાય (તેટલા ગુણવાળા) **આદ્યં**=પ્રથમ. **બ્રહ્માણમ**=બ્રહ્મન્ અ-પરંજ્યોતિ **ઈશ્વરં**=સત્તાવાન. **અનંતં**=છેડા વિનાના **અનંગ**=કામદેવ **કેતુ:**=પુછડીઓ તારો **જ્ઞાનસ્વરૂપમ**=જ્ઞાનની મૂર્તિ. **અ-મલં**=નિર્મળ **પ્રવદન્તિ**=સમજાવે છે **સન્ત:**=સત્પુરૂષો.

**ભાવાર્થ:**—સન્ત પુરૂષો આપને અવ્યય, વિભુ, અચિન્ત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મન્, ઇશ્વર, અનંત, અનંગ કેતુ (કામદેવનો નાશ કરનાર કેતુ), વિદિત યોગ (યોગ જાણનાર) યોગીશ્વર, અનેક એક જ્ઞાન સ્વરૂપ, અમલ, વિગેરે ઉપનામો આપે છે ૨૪

बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधा-
त्त्वं शंकरोऽसि भुवनत्रय शंकरत्वात् ।
धातासि धीर शिवमार्ग विधेर्विधाना-
द्व्यक्तं त्वमेव भगवन्पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

**અર્થ:—બુદ્ધ:**=જ્ઞાનવાન્. **ત્વમેવ**=તુજ. **વિબુદ્ધાર્ચિત**=દેવાથી પુજાયલો. **બુદ્ધિ બોધાત્**-જ્ઞાનોપદેશ આપવાથી **ત્વં**=તું. **શંકરોઽસિ**=શંકર છે. **ભુવનત્રય**=ત્રણેભુવન **શંકરત્વાત્**=કલ્યાણ-કરવાથી **ધાતાઅસિ**=તુ ઉત્પન્ન કર્તા છે **ધીર**=ધીરજવાન. **શિવમાર્ગવિધે:**=કલ્યાણકારી માર્ગની વિધિના **વિધાનાત્**=સાધન (જાણવા)થી **વ્યક્તં**=ડાહ્યો **ત્વમેવ**=તુજ **ભગવન્**=હેભગવાન્. **પુરૂષોત્તમ:**=પુરૂષોમા ઉત્તમ. **અસિ**=તુ છે

**ભાવાર્થ:—**હે દેવોથી પૂજાયલા પ્રભુ, જ્ઞાનનો ઉપદેશ આપવાથી આપ "બુદ્ધ" છો, ત્રણે ભુવનનુ કલ્યાણ કરવાથી આપ "શકર" છો, અને મોક્ષ પહોંચવાના સાધન રૂપ હોવાથી આપ "બ્રહ્મા" છો હે પ્રભુ આપજ ડાહ્યા છો, આપજ "પુરૂષોત્તમ" છો. २५

**तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ,**
**तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।**
**तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,**
**तुभ्यं नमो जिन भवोदधि शोषणाय ॥२६॥**

**અર્થ:—તુભ્યં નમ:**=તમને નમસ્કાર **ત્રિભુવન**=ત્રણે લોકની **અર્તિ**=દુખ **હરાય**=હરીલેનારને †**ક્ષિતિતલ**=દુનીઆના

† કેટલાક અનુવાદકો ક્ષિતિતલ=પૃથ્વીની નીચેનુ. નર્ક, અને અમલ=સ્વર્ગ અર્થ કરે છે તે કરતા ક્ષિતિતલ=ક્ષિતિનુ અર્થાત્ ત્રણે ભુવનનુ તળીઉ અર્થ લેવો ઠીક લાગે છે વચકે અનુકુળ અર્થ લેવો
પો છો શાહ

તળીઆપર (ત્રણે લોકમા). **અમલ**=નિર્મળ. **ભૂષણાય**=આભૂષણને **ત્રિજગત:**=ત્રણે જગતના **પરમેશ્વરાય**=પરમેશ્વરને. **જિન**=હે જીનેશ્વર **ભવોદધિ**=સસાર સાગર **શોશણાય**=સુકવનારને

**ભાવાર્થ:**—ત્રણે લોકના દુખ હરનાર, ત્રણે લોકપરના નિર્મળ અલકાર, ત્રણે જગત્ના પરમેશ્વર, જીનેશ્વર આપને હમારા નમસ્કાર હોજો ૨૬

को विस्मयोऽत्र यदि नाम गुणैरशेषै-
स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ।
दोषैरुपात्त विविधाश्रय जात गर्वैः
स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोसि ॥२७॥

**અર્થ:**—કું=શું **વિસ્મય**=આશ્ચર્ય **અત્ર**=આમા **યદિ**=જ્યારે **ગુણૈ**=ગુણોથી **અશેષૈ:**=સંપૂર્ણથી **ત્વં**=તુ **સંશ્રિત**=આશ્રય કરેલો **નિરવકાશતયા**=નિરતર રહેવાથી **મુનીશ**=મુનીઓમા ઉત્તમ **દોષૈ:**=દોષોથી **ઉપાત્ત**=ગ્રહણ કરેલા **વિવિધ**=જુદા જુદા **આશ્રય**=શરણ **જાતગર્વૈ:**=જેનામાં ગર્વ ઉત્પન્ન થયો છે તેવાથી **સ્વપ્નાંતરેઅપિ**=સ્વપ્ને પણ **કદાચિદપિ**=કોઇ દિવસ **ઇક્ષિત:**=દેખાયલો **અસિ**=તું છે

**ભાવાર્થ**—હે મુનીશ, જુદા જુદા ઠેકાણે આશ્રય લેવાથી ગર્વિત થએલા દોષો આપને જોઇ શકયા નથી, (આપનામા આવ્યા નથી) તેથી સર્વ ગુણો આપનામા સપૂર્ણ રીતે આશ્રય કરીને રહે તેમા આશ્ચર્ય નથી ૨૭

**उच्चैरशोक तरु संश्रितमुन्मयूष-**
**माभाति रूपममलं भवतो नितान्तम् ।**
**स्पष्टोल्लसत्किरणमस्त तमो वितानं,**
**बिम्बं रवेरिव पयोधर पार्श्ववर्ति ॥ २८ ॥**

**અર્થ:**—**ઉચ્ચૈ:**=ઉંચા **અશોક તરૂ**=અશોક વૃક્ષ **સંશ્રિતમ્**=આશ્રય કરેલો. **ઉન્મયૂષમ્**=ઉંચા કિરણવાળુ **આભાતિ**=શોભે છે **રૂપમ્**=રૂપ **અમલં**=નિર્મળ **ભવત:**=આપનું **નિતાન્તમ્**=અત્યન્ત **સ્પષ્ટ**=સ્વચ્છ **ઉલ્લસત્**=ઉંચા જતા **કિરણમ્**=કિરણ **અસ્તતમોવિતાનમ્**=સમૂહ થએલા અંધકારનો નાશ થએલા **રવે:**=સૂર્યનુ **ઇવ**=જેવુ **પયોધર**=વાદળ **પાર્શ્વવર્તિ**=પાસે રહેલુ

**ભાવાર્થ:**—જેમ વાદળ પાસે રહી, અંધકારનો નાશ કરી સૂર્ય કિરણો સ્પષ્ટ પ્રસારે છે, તેમ આપનુ રૂપ અશોક વૃક્ષ તળે રહી નિર્મળ, અત્યંત ઉંચા જતાં કિરણો પ્રસારે છે ( પાપરૂપી અંધકારનો નાશ કરીને ) ૨૮

**सिंहासने मणिमयूष शिखा विचित्रे,**
**विभ्राजते तव वपुः कनकावदातम् ।**
**बिम्बं वियद्विलसदंशुलता वितानं,**
**तुंगोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥**

**અર્થ**:—**સિંહાસને**=સિંહાસનમાં. **મણિમયૂખ**=રત્ના કિરણો **શિખા**=હાર, સમુહ **વિચિત્રે**=અદ્‌ભૂત **વિભ્રાજતે**=શોભે છે **તવ**=તારૂ. **વપુઃ**=શરીર. **કનકાવદાતમ્**=સૂવર્ણ જેવુ સ્વચ્છ **બિમ્બં**=પ્રતિબિમ્બ **વિયત્**=આકાશ **વિલસત્**=પ્રકાશમાન અંશુલતા=કિરણોનો જથ્થો **વિતાનં**=સમૂહ થએલો **તુંગોદયાદ્રિશિરસિ**=ઉંચા ઉદયાચળની ટોચપર. **સહસ્રરશ્મેઃ**=સૂર્યનુ **ઇવ**=જેવુ

**ભાવાર્થ**:—ઉંચા ઉદયાચળની ટોચપર આકાશમાં પ્રકાશમાન્ કિરણના સમૂહવડે સુર્ય બિમ્બ જેમ શોભે છે, તેમ રત્નના કિરણો વડે અદ્‌ભૂત દેખાતા સિંહાસન પર આપનુ હેમ વર્ણ શરીર શોભે છે ૨૯

**कुन्दावदात चल चामर चारु शोभं,**
**विभ्राजते तव वपुः कल धौत कान्तम् ।**
**उद्यच्छशाङ्क शुचि निर्झर वारि धार,-**
**मुच्चैस्तटं सुरगिरेरिवशातकौम्भम् ॥ ३० ॥**

**અર્થ**:—**કુન્દ**=મોગરો. **અવદાત**=સ્વચ્છ **ચલ**=ચલાયમાન **ચામર**=ચામારીઓ. **ચારૂ**=સુન્દર **શોભં**=સુશોભિત **વિભ્રાજતે**=શોભે છે **તવ**=તારૂ. **વપુઃ**=શરીર. **કલધૌતકાન્તમ્**=સુવર્ણ જેવુ કાન્તિમય **ઉદ્યત્**=ઉગતો **શશાંક**=ચંદ્ર **શુચિ**=નિર્મળ. **નિર્ઝર**=ઝરણું. **વારિધારમ્**=પાણીની ધારા **ઉચ્ચૈઃ**=ઉંચેથી **તટમ્**=તટ.

સુરગિરે:ઇવ=મેરૂ પર્વતના જેવુ **શાતકૌમ્ભં**=અણીદાર ટોચવાળું.

**ભાવાર્થ:**—જેમ ઉદય પામેલા ચંદ્રના જેવાં નિર્મળ પાણીના ઝરણાથી સુવર્ણમય મેરૂ પર્વતનુ ઉચ્ચુ શિખર શોભી રહે છે, તેમ મોગરાના પુષ્પ જેવા સ્વચ્છ, વિંઝાતા ચામરોથી, આપનું હેમ વર્ણ શરીર શોભી રહે છે ૩૦

**छत्रत्रयं तव विभाति शशाङ्क कान्त-**
**मुच्चैः स्थितं स्थगित भानुकर प्रतापम् ।**
**मुक्ताफल प्रकर जाल विवृद्ध शोभं,**
**प्रख्यापयत्त्रिजतः परमेश्वरत्वम् ॥ ३१ ॥**

**અર્થ:**—**છત્રત્રયં**=ત્રણ છત્રો **તવ**=તારાં **વિભાતિ**=શોભે છે. **શશાંકકાતમ્**=ચંદ્ર જેવી કાન્તિવાળા **ઉચ્ચૈ: સ્થિતં**=ઉંચે રહેલો **સ્થગિત**=ઢાંકી દીધેલો **ભાનુકર**=સૂર્ય **પ્રતાપમ્**=પ્રભાવ. **મુક્તાફલ**=મોતિ **પ્રકર**=સમૂહ **જાલ**=રચના. **વિવૃદ્ધશોભમ**=જેની શોભા વધી છે તે. **પ્રખ્યા**=કીર્તિ. **આપયત્**=આપતુ. **ત્રિજગત:**=ત્રણે લોકની **પરમેશ્વરત્વમ્**=પ્રભુપદ

**ભાવાર્થ:**—તમારા, સૂર્યના તાપનુ નિવારણ કરનાર, ચંદ્ર જેવા કાન્તિવાન્, મોતિના જથ્થાની રચનાથી શોભાયમાન, ઉંચા રહેલા ત્રણ છત્રો શોભે છે. તે ત્રણે જગતમાં આપનું આધિપત્ય સ્થાપે છે. ૩૧

गम्भीर तार रव पूरित दिग्विभाग-
स्त्रैलोक्य लोक शुभ संगम भूति दक्षः ।
सद्धर्म राज जय घोषण घोषकः स-
न्खे दुंदुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२ ॥

**અર્થ**:—**ગંભીર**=મોટા **તાર**=જોરથી **રવ**=શબ્દ **પૂરિત**= ભરેલા **દિક્**=દિશા **વિભાગ**=પ્રદેશ **ત્રૈલોક્ય લોક**=ત્રણે લોકના **શુભ**=સારો. **સંગમ**=મળવુ તે **ભૂતિ**=આબાદિ **દક્ષ**=ચતુર **સદ્ધર્મરાજ**=સારા ધર્મનો રાજા **જયઘોષણ**=જય શબ્દ **ઘોષ-કઃ**=ધ્વની કરનાર **સન્**=છે તે **ખે**=આકાશમા **દુંદુભિ**=દેવનુ ઢોલ. **ધ્વનતિ**=વાગે છે **તે**=તારા. **યશસ**=યશના **પ્રવાદી**=કહેનાર

**ભાવાર્થ**—મોટા ગભીર શબ્દો વડે જેણે સઘળા પ્રદેશો પૂરિ દીધા છે, ત્રણે જગતના લોકને સત્સમાગમની આબાદી આ-પવામાં જે નિપૂણ છે, અને જે સારા ધર્મના નાયકની જય બો-લાવે છે, તે દુંદુભિ આકાશમા આપની કીર્તિ ફેલાવવા વાગેછે ૩૨

मंदार सुंदर नमेरु सुपारिजात-
संतानकादि कुसुमोत्कर वृष्टिरुद्धा ।
गंधोद बिन्दु शुभ मन्द मरुत्प्रपाता,
दिव्या दिवः पतति ते वचसांतति र्वा ॥ ३३ ॥

૧૩

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |

૧૪

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |

૧૫

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

૧૬

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૫ | ૫ | ૪ | ૪ | ૨ | ૨ |
| ૪ | ૨ | ૫ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૪ | ૨ | ૫ | ૪ | ૫ |

૧૯

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૫ | ૫ | ૪ | ૪ | ૩ | ૩ |
| ૪ | ૩ | ૫ | ૩ | ૫ | ૪ |
| ૩ | ૪ | ૩ | ૫ | ૪ | ૫ |

૨૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| ૪ | ૪ | ૩ | ૩ | ૨ | ૨ |
| ૩ | ૨ | ૪ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૩ | ૨ | ૪ | ૩ | ૪ |

૧૭

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૫ | ૫ | ૩ | ૩ | ૨ | ૨ |
| ૩ | ૨ | ૫ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૩ | ૨ | ૫ | ૩ | ૫ |

૧૮

# સંસાર સાગર.



સુણજો ભાઈ હિતકારી, આ શિવમણી શીખ સારી,
દેશાટન કરતા ભાઈ આવો ભાવુ તમ ભારી—સુણજો.

આ સમુદ્ર દુનીઆ મોટી
છે શરીર નાવજ છોટી
તે મધ્યે તરવુ વારી છે અતી કઠણ, દુઃખકારી—સુણજો.

વારી તરી જાવુ હશે,
તે તો જાણો પરદેશે.
તે સમજો તમતો ભારી, છે સુખ તણુ તે હારી—સુણજો.

જુઠથી બહુ માલજ લીધા,
તે નાવ મહી ભરી દીધા,
તે ડુબાવ્યુ મધ્યવારી, બહુ માલ થકી છે ભારી—સુણજો.

ત્યા વહાણુ ખાધુ ડોલુ
માલીકને આવ્યુ ઝોલુ,
હવે પાર પહોચવુ ભારી, છે કરમો જખમકારી—સુણજો,

હવે માલ જો કાઢી દીધા,
તો કાપે રસ્તો સીધા,
પણ તે દોલત છે મારી બહુ લાગે છે તે સારી—સુણજો.

અધ દરીયા માંહી પેસે,
ત્યા નાવજ નીચે બેસે

જ્યાં જીવવુ છે બહુ ભારી, અહી ડહાપણ શુ મુખકારી—સુણજો.

હવે ઘણા ઉપાયો કરશે,

પણ નાવ નીચે જઇ ઠરશે,

તે માલજ જોખમ કારી, નહી પ્રથમે વાત વિચારી—સુણજો.

હવે ફોગટ ફાફા મારે,

તરી જાવા પેલે પારે,

પણ દરીઓ મોટો ભારી, નવ જવાય સામે પારી—સુણજો.

ત્યા નાવ કોઇ મળી જાએ,

કામજ તેનુ તો થાએ,

તે તો પણ તેની સારી, સૌ સુકાનની બલીહારી—સુણજો

તે નાવે કરીને જાશે,

પરદેશે સુખીઓ થાશે,

થાશે નહી જોખમ કારી સમજી લોને શીખ સારી—સુણજો.

આ મોટા ભવના દરીઓ,

આ મોક્ષ પ્રદેશજ કરીઓ,

આ નાવ સાધુ શીખ મારી, "પોપટ" કે માનો ભારી—સુણજો.

---

## પરનાર તજવા વિષે.



### ભુજંગી છંદ.

કરૂં વિનતિ દેશી બંધુ તમોને, સુણો કાન ધારી તમે તો અમોને;
તજો અન્ય નારી તમે પ્રાન પ્યારા, કરૂ હું સ્તુતિ સુણજો બંધુ મારા.

ભલે આવતુ મર્ણ્ આહીમ આંહી, નહી સેવતા અન્ય નારીજ ભાઇ;
અમારા સુણો વાયદો બધુ ન્યારા—કરૂં

લીઓ દાખલો શેઠ [1]સુદર્શ કેરા, વધારો નહી જન્મ કેરોજ ફેરા;
ગ્રહે અન્ય નારી ઘટે ગુણ સારા—કરૂં

ભલે ખૂટવા હોય લક્ષ્મીજ ખૂટે, ભલે તૂટવા હોય માથુજ તુટે;
નહીરે ગ્રહો અન્ય નારીજ પ્યાર—કરૂં

ગ્રહે અન્ય નારી થવાની ગુલામી, તજો તેહને મમ તેનોજ પામી;
નહી સુખ વાંધે ગ્રહે અન્ય ભાર્યા—કરૂં.

નહી મોહ પામો ગતિ શુભ રાખે, નહી ભોગવાઓ અતિ સત્ય ભાખે;
વધે ગુણકાઓ દીસે કુળ સારા—કરૂં

નહી નીરખીને મુખાર્વીંદ સારૂં, તમે ભોળવાઓ સુણો ભ્રાત મારૂં;
તમે માનજો સત્ય શબ્દોજ પ્યારા—કરૂં.

જુઓ રાય મોટા મુઆ ભાઇ કાઇ, ખરે અન્ય નારી તણા કાજ આંહી;
લડાઇ કરાવી ઉડાવેજ મારા—કરૂં

અહા ગય લંકા પતિ નાર કાજે, મરેલો દશાનન સુણાય આજે;
થયુ વેર નારી બીજાનીજ પ્યાર—કરૂં

જુઓ કૌરવો બધુ સાથે હતા સો, ખરે દ્રૌપદી તેહનો નાશ છે તો;
થતુ મૂળ લડાઇ કેરૂજ દારા—કરૂં.

છીનાવીજ લેશે બધી પુંજી તારી, પછી કાઢશે તુજને માર મારી
સબંધો સહુ તોડજે તુજ તારા—કરૂં.

---

[1] સુદર્શન

# અભિમાન તજવા વિષે.



### ગઝલ.

તજીને ગર્વને પ્યારા, નહી મીથ્યા બનો માની,
ગુણો નહી જો તમારામા, કરોને શીદ ગુમાની
રહે નહી કોદી માનીતો, હૃદયમાં શાનતા ધારી;
મને દવાનળો પેઠે, બળે ચીતા બહુ ભારી.
નહી ગુણ હોય તેનામાં, બતાવા જોઇએ ભાઇ;
બનાવે રોળ ખોટાને, ધરે મન સર્વ તે કાંઇ
અભીમાને બતાવે છે, જનો અજ્ઞાનતા બહુએ;
થતા તે શ્વાનની પેઠે, હટાહટ કાઢતા સૌએ.
દુઃખો બહુ ભોગવે તેતો, જનો મીથ્યા અભીમાને:
વીપત્તી આવતી બહુએ, હતા તે જેમ સૌ રાને.
ભર્યા ઘટનો કદીએ રે, નહી છલકાય માનોને.
અધુરો તો સહુ દીને, જશે છલકાઇ જાણોને.
કહું "પોપટ" અભીમાને, નહી છલકાઇ જાશોરે,
અરે મસ્તાન માની હે, ખતા બહુ આપ ખાશોરે.



# મરતી વખતે પાપી જીવનો પરતાવો.

—

## લલિત છંદ.

અરર હે પ્રભુ, શુ કરૂ હવે, ધન ઘણું પ્રભુ, ઓળવ્યુજ મેં;
દગજ મે કર્યો પાપ પુંજનો ધરમ મે હર્યો, ધર્મી જીવનો
જીવ દયા નહી, જાણી મે વિભુ, હુ માગું છુ ક્ષમા, તાહરી વિભુ;
સકલ જીવના સુખ કાપીઆ, અરર તેમને દુખ આપીઆ
જુઠ અતિ વધો સુખ કારણે, ચોર થઇ ગયો, હાય બારણે.
સંગ અતિ કર્યો, અન્ય નારીનો, પ્રથમ આશ્રમ, મેં ન પાળીઓ.
ક્રોધ બહુ કર્યો, હાય મે પ્રભુ, જનમ બાગીઓ, હાય મે વિભુ;
દાન નહી દીધાં, કોઇને અરે, આતમ માહરો, કાય ના ઠરે
માનજ રાખીયુ, મેં પ્રભુ અતિ, અરર માહરી, નાઠી છે મતિ
કલેશ બહુ કીધો, આળ તો દીધા, નિયમ તો પ્રભુ મેં નહી લીધાં.
ચાડી બહુ કીધી, લોભ તો વધ્યો, પાપ બહુ કીધા, રાગના ઘટયો.
પુંજજ પાપના ધંન તો થયુ, અહી ખરે પ્રભુ, દુખ તો ગયુ.
મરણુ આવીયુ, દુખ થાય છે, ધરમ તો મુને, ના જણાય છે;
ધનજ મૂકીને ના જવાયરે, અમર હું રહું, જો થવાયરે.
યમજ આવીઆ, દુખ થાય છે, અરર જીવનો, ના મુકાયરે.
પ્રભુ હવે લઉં, માર્ગ જે હશે, સરળ દેવ હે, ચાલ તો થશે.



## પુજ્ય શ્રી મલુકચંદજીના લખેલા ચારે તિર્થોને ઉપયોગી વીસ બોલ.

### ( તેઓના હાથના લખેલામાંથી. )

---

૧ ભણતા આલસ્ય કરે તો જ્ઞાનનો તોટો પડે

૨ સાધુ, સાધ્વી પાસે જતા પ્રમાદ કરે તો સમકીતનો તોટો પડે.

૩ બે વખતનો આવસ્યક ન કરે તો વ્રત, પચખાણનો તોટો પડે.

૪ સાધુ, સાધ્વિનો સંવિભાગ ન કરે તો તિર્થનો તોટો પડે.

૫ પીવા, ખાવામા, રસના લોલુપી થાય તો ધર્મકરણીમા તોટો પડે.

૬ કઠોર ભાવ રાખે તો સરળ સ્વભાવનો તોટો પડે

૭ અતિ ઉતાવળો ચાલે તો જીવદયાનો તોટો પડે

૮ ધન, જોબન, રૂપનો મદ કરે તો શુભકર્મનો તોટો પડે.

૯ વડાનો વિનો, વૈયાવચ્ચ ન કરે તો તિર્થકરની આજ્ઞાનો તોટો પડે.

૧૦ માયા, કુલટાઈ કરે તો યશ, કિર્તિનો તોટો પડે.

૧૧ પાછલી રાત્રિએ ધર્મ જાગરિકા ન કરે તો ધર્મધ્યાનનો તોટો પડે.

૧૨ અતિ કલેશ, કકાશ કરે તો ભલી ગતિનો તોટો પડે

૧૩ મનમા સંકલ્પ, વિકલ્પ કરે તો બુદ્ધિ,-અક્કલનો તોટો પડે.

૧૪ રંગ, રાગ, તાન સાંભળે તો શિયળ વ્રતનો તોટો પડે.

૧૫ ઉલટ, ભાવ આણી સુપાત્રે દાન ન દે તો પુન્ય પ્રકૃતિનો તોટો પડે.

૧૬ સાધુ, સાધ્વિ, શ્રાવક, શ્રાવિકાનો વિનય, વૈયાવચ્ચ ન કરે તો જીનશાસનનો તોટો પડે

૧૭ ગામ, નગરે વિહાર ન કરે તો ધર્મ દેશનાનો તોટો પડે

૧૮ સુત્ર, સિદ્ધાંત ભણે, ભણાવે નહિ તો જીનોપદેશ જ્ઞાનનો તોટો પડે.

૧૯ પાપ લાગ્યુ હોય તે આળોવે નહિ ( પ્રાયશ્ચિત લે નહિ ) તો મોક્ષનો તોટો પડે.

૨૦ જીનશાસન, જીનવાણી સુદ્ધદેવ, ગુરૂ, ધર્મને વિષે સંકા, કંખા ગણે તો બોધબીજ સમકીતનો તોટો પડે

॥ ઇતિ ૨૦ બોલ સંપૂર્ણ. ॥



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧ | ૧૭ | ભાવર્થ | ભાવાર્થ |
| " | ૧૯ | જનોમા | જૈનોમાં |
| ९ | छेल्ली | ०द्यतं | ०द्यत |
| ૧૨ | ૧૫, ૧૬ | ૦ નુ હાનિઓનુ | નુ |
| ૧૩ | ૮ | ભિન્નમ્ | ભિન્નમ્ |
| १४ | १२ | ०ल्ल | ०ल्ल |
| " | ૧૭ | ૦સ્ત્ર | ૦સ્ત્રા |
| ૧૫ | ૧૩ | ૦તો | ૦ત |
| ૧૬ | ૮ | અન્યેત્ર | અન્યત્ર |
| " | १९ | यः | यैः |
| " | छेल्ली | सम मपरं | समानमपरं |
| १७ | १२ | वक्तं | वक्रं |
| ૨૧ | ૧૪ | શકે | શકાય |
| ૨૪ | ૭ | થયુ. તેમને | થયુ તમને જાણવાથી મનને તમારામાં સંતોષ થાય છે. તમને |
| ૨૮ | ૩ | શોશણાય | શોષણાય |

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮ | ૫ | જીનેશ્વર | ભવસાગર મુકવનાર જીનેશ્વર |
| ,, | ૧૨ | ગુણે | ગુણૈ |
| ૩૦ | ૧ | રત્ના | રત્નના |
| ૩૨ | મથાળુ | | |
| ,, | છેલ્લેથી ૪ | | |
| ૩૬ | ૧૪ | નત્ | તત્ |
| ૩૮ | ૫ | કપાત | કપાત |
| ,, | ૮ | નિધ- | જિવ- |
| ૪૧ | ૧૦ | મગથી | મરણથી |
| ૪૨ | ૬ | અમૃન | અમૃત |
| ૪૪ | ૧ | घत्ते | घत्ते |
| ,, | ૩ | સ્રગ | સ્રગ |



# અગાઉ ગ્રાહક થઇ આશ્રય આપનાર ગૃહસ્થો.

## અમદાવાદ.

૫૧ શેઠ જેશિંગભાઇ ઉજમશી
૫૧ શા છગનલાલ વનમાળીદાસ
૪૧ શેઠ આત્મારામ માણેકલાલ
૨૫ શેઠ છકડભાઇ ઉમેદરામ
૨૫ શા મહાસુખરામ સાકળચંદ
૨૫ શેઠ વાડીલાલ મગનલાલ
૨૫ ભાવ સામળદાસ તંબાવન
૨૫ શેઠ મહાસુખરામ ગુલાબચંદ
૨૫ શા મોહોલાલ નાગચંદ
૨૫ શા ડાહ્યાભાઈ ચુનીલાલ
૨૫ મુળચંદ કસ્તુરભાઇ
૨૫ મોતિલાલ કેશવલાલ
૨૫ શા છોટાલાલ મગનલાલ
૨૦ શેઠ કચરાભાઇ લહેરાભાઈ
૨૦ શા હરીલાલ છોટાલાલ
૧૫ શેઠ વર્ધમાન ચાંદમલજી
૧૫ શેઠ મહાસુખરામ મલીચંદ
૧૫ શા મગનલાલ પરસોતમ
૧૫ શેઠ મોતિલાલ દલસુખરામ
૧૧ ગાંધી ગીરધરલાલ નગીનદાસ
૧૧ શા મહાસુખરામ કરમચંદ
૧૦ શા કચરાભાઈ અમુલખદાસ
૧૦ વોરા ભોગીલાલ રતનચંદ
૧૦ શા. છગનલાલ મનસુખરામ
૧૦ શા ખેમચંદ ખુશાલદાસ
૬ કીટશનલાઇટવાળા કેશવલાલ કાળીદાસ
૫ શા. નગીનદાસ ગીરધરલાલ
૫ શા. નગીનદાસ ધરમચંદ
૫ શા અમરતલાલ જેચંદ
૫ શા ચંદુલાલ જેચંદ
૫ શા. વરજીવનદાસ ઉમેદરામ
૫ મોહનલાલ છગનલાલ
૫ કેશવલાલ છોટાલાલ
૫ શા મોમચંદ રણછોડ
૫ શા મુળચંદ પરસોતમ
૫ શા બાલાભાઇ મહાસુખરામ
૫ શા પોપટલાલ ચુનીલાલ
૫ શા શામળદાસ ગોરધનદાસ
૫ બારોડીઆ જેઠાલાલ ખેમચંદ
૫ ખાગવાળા હકમચંદ રામચંદ
૫ વાડીલાલ દોલતરામ
૫ વાડીલાલ છગનલાલ
૫ કકલભાઇ કેશવલાલ
૫ અમરતલાલ કેશવલાલ
૫ શા મગનલાલ ગોપાળદાસ
૪ ડાહ્યાભાઇ નાનશા
૪ શિવલાલ ધરમચંદ
૪ માસ્તર કપુરચંદ ભીખાભાઇ
૩ બુકબાઇન્ડર દોલતરામ હરજીવન
૩ બાલાભાઇ જમનાદાસ પાલખીવાળા
૩ શા બલાખીદાસ હાથીભાઇ
૩ શા ભોગીલાલ લખમીચંદ

૨ શા. નગીનદાસ નહાલચંદ
હા બાઈ દિવાળી
૨ માણેકલાલ કાળીદાસ ભુવા-
લડીવાળા
૨ માસ્તર ચુનીલાલ ગચચંદ
૨ શા પ્રેમચંદ ગોપાળદાસ
૨ દોલતરામ જગજીવનદાસ ભાઉ
૨ ભાઈચંદ હીરજી
૨ જેચંદ કળીદાસ
૨ નગીનદાસ ધરમચંદ
૨ ઈશ્વરલાલ ઉગરચંદ મહેતા
૨ ઘેલાભાઈ પુંજાભાઈ
૨ શા નાથાલાલ કાળીદાસ
૨ મણીલાલ વલ્લભદાસ
૨ હરજીવનદાસ દામોદરદાસ
૨ શા ગરચંદ ચિમનલાલ
૨ આત્મારામ પ્રેમાનમ
૨ શા મોહનલાલ હીરાચંદ
૧ ચિમનલાલ પ્રેમચંદ
૧ શા નગીનદાસ લલ્લુભાઈ
૧ શા અબાલાલ ઉમેદરામ
૧ વૈદ્ય મિસરીલાલ નદલાલ
કીમતિ
૧ શા હીરાલાલ લલ્લુભાઈ
૧ શેઠ ત્રીકમલાલ ભગુભાઈ
૧ આશારામ રણછોડ
૧ ખેમચંદ વખતચંદ
૧ સાકળચંદ બાપુજી
૧ શા. મગળદાસ જેશિંગભાઈ
૧ પુરૂષોત્તમ ગણેશ
૧ પા નારણ હકમચંદ
૧ જેશિંગભાઈ બાદરદાસ
૧ માસ્તર સરૂપચંદ હાલાભાઈ
૧ કાન્તિલાલ ભોગીલાલ
૧ રતિલાલ વાડીલાલ
૧ મહેતા મોહનલાલ નગીનભાઈ
૧ શા શોમચંદ હીરાચંદ
૧ માસ્તર ઈશ્વરલાલ ગુલાબચંદ
૧ શા હરીલાલ દોલતરામ
૧ ડાહ્યાભાઈ લલ્લુભાઈ
૧ માસ્તર ઉમેદચંદ ગચચંદ
૧ સાકળચંદ પિતામ્બરદાસ
૧ જેશિંગલાલ મુળચંદ
૧ માસ્તર અમરતલાલ છગનલાલ
૧ હરીલાલ મગનલાલ
૧ મોહોલાલ મગનલાલ
૧ ડાહ્યાભાઈ મગનલાલ
૧ કાળીદાસ મયાચંદ
૧ વાડીલાલ મગનલાલ
૧ શા શકરાભાઈ દોલતરામ
૧ શા કાળીદાસ મોહોલાલ

**કલોલ.**

૧૧ શા શોભારામ મનસુખ
૧૧ શેઠ મોતિલાલ હકમચંદ
૧૧ કચરાભાઈ કિશોરદાસ
૧૦ શેઠ મગનલાલ ફુલચંદ
૮ મણીલાલ મોહનલાલ કસ્તુરભાઈ
૫ શા છોટાલાલ નરશીદાસ
૫ શા. તરભોવનદાસ જેચંદ
પરાવાળા

૫ શા મોહનલાલ જેઠાભાઇ
૫ શા પરસોતમદાસ હરગોવનદાસ
૪ વખારીઆ જીવણલાલ ગોપાળદાસ
૪ શા સોમચંદ મગનલાલ
૪ જેશિંગલાલ અમથાલાલ
૩ વખારીઆ ડાહ્યાભાઈ ગોરધન
૩ શેઠ ગોપાળદાસ ઉગરચંદ
૨ વકીલ સુખલાલ રાજપાળ
૨ જમનાદાસ દલસુખ
૨ છોટાલાલ લલ્લુભાઇ
૨ મોહનલાલ મગનલાલ
૨ શા શિવલાલ મગનલાલ
૨ મોહનલાલ વખતચંદ
૨ પરસોતમ કેવળદાસ
૨ વખારીઆ છોટાલાલ અમથાલાલ
૨ વખારીઆ પ્રાણલાલ જેશિંગભાઇ
૨ સોમચંદ અમથાલાલ
૨ વખારીઆ કેવળદાસ મુળચંદ
૨ શેઠ બબાભાઇ કેશવલાલ
૧ વ્રજલાલ છગનલાલ
૧ હીરાલાલ છોટાલાલ
૧ શા. નગીનદાસ છગનલાલ
૧ શા શિવલાલ ઉગરચંદ
૧ શા છોટાલાલ ડોસા ફુલા
૧ શા ભોગીલાલ છગનલાલ
૧ વખારીઆ જીણા વરજીવન
૧ શેઠ નકરાભાઈ ચુનીલાલ
૧ મોહનલાલ ચતુરભાઈ
૧ વખારીઆ મગનલાલ શીવલાલ
૧ ડાહ્યાભાઈ છગનલાલ
૧ પ્રાણલાલ લલ્લુભાઇ
૧ રતનચંદ વરજીવનદાસ
૧ શા મોહનલાલ ઉગરચંદ
૧ શેઠ ઉકાભાઇ કેવળદાસ
૧ શેઠ જેઠાભાઇ મુળચંદ

## કડી.

૧૦ ભાવસાર દલસુખરામ માનચંદ હા બાઈ વિજી
૧૦ ભાવસાર હરગોવન મગનલાલ
૧૦ શેઠ મણીલાલ દલસુખરામ
૫ શા લીલાચંદ હીરાચંદ
૫ શા જેઠાલાલ અજરામર હા બેન ગલાભ
૫ શેઠ કેશવલાલ શામળદાસ
૫ ભાવસાર મનસુખ ડોસાચંદ
૩ ભાવસાર ભલાભાઈ નાગરદાસ
૩ ભાવસાર નાથાલાલ મગનલાલ
૨ શા મણીલાલ દામોદરદાસ
૨ શા છોટાલાલ દામોદરદાસ
૨ ભાવસાર નાનચંદ શામળદાસ
૨ ભાવસાર શનાભાઈ બેચરદાસ
૨ ભાવસાર નરોત્તમ પ્રભુદાસ
૨ શા હરીલાલ લાલજીભાઈ
૨ ભાવસાર જેશિંગભાઇ ડાહ્યાભાઈ
૨ ભાવસાર દલસુખરામ શામળદાસ

૨ મથુરદાસ છગનલાલ
૨ શેઠ લાલજીભાઈ ઘેલાભાઈ

**નાડોલીઆ.**

૫ ઉજમશી કુબેરદાસ

**વિસલપુર.**

૧૧ માસ્તર સંકરચંદ હરગોવનદાસ
૧૧ ,, પરસોતમ હરગોવનદાસ
૫ માસ્તર છોટાલાલ હરીસંગ
૫ શેઠ અનોપચંદ કરમચંદ
૫ શા અમરશી સાકળચંદ
૫ વિઠ્ઠલદાસ ઘેલાભાઈ
૫ વાડીલાલ દોલતરામ

**સરગેજ.**

૧૬ શા નગીનદાસ મોતિચંદ
૧૦ રણછોડ સાકળચંદ
૬ શા મણીલાલ રતનચંદ
૫ મુળચંદ દેવચંદ
૫ માણેકલાલ દલસુખરામ
૫ પુજાભાઈ માણેકચંદ
૫ શા ડોસાભાઈ મોતિલાલ
૫ શા નહાલચંદ મોતિચંદ
૫ શા પોપટલાલ રણછોડ
૫ માસ્તર કેવળચંદ

**ખાવડ.**

૧૦ નેમચંદ શંકરદાસ
૭ અમરતલાલ લાલચંદ
૨ સુખલાલ મુળચંદ
૨ હઠીસંગ ખેમચંદ

૨ ગોસાલીઆ મનસુખલાલ સોમચંદ
૧ ચુનીલાલ મગનલાલ

**બાપોદરા.**

૨ પારેખ ગોવનજી પીતામ્બરદાસ

**વેંકરા.**

૭ ડાહ્યાભાઈ લહેરચંદ
૭ અમથાભાઈ પનજી

**નરોડા.**

૩ શા લલુભાઈ મગનલાલ
૨ શા બાબરભાઈ પાનાચંદ
૭ શા જેશિંગભાઈ મગનલાલ
૧ શા કેશવલાલ જેઠાભાઈ
૧ શા ધનાલાલ ચકુભાઈ
૧ શા છગનલાલ નરોતમ
૧ શા મોહનલાલ લક્ષ્મીચંદ

**ચોરવડોદરા.**

૭ શા તલકસી મોહનલાલ
૧ શા પીતામ્બર મોતીચંદ
૧ ઉગરચંદ વિઠ્ઠલ
૧ વખતચંદ જેચંદ
૧ ઘેલાભાઈ લાલચંદ
૧ હિમ્મતલાલ ચતુરભુજ
૧ ઓઘડદાસ ત્રીકમલાલ
૧ સાકળચંદ ગયચંદ

**ત્રણમણીઆ.**

૫ શા પદમસી તલકસી
૨ કોઠારી બકોરદાસ ધનજીભાઈ

## " જીનોનો જય ગજાવીશું. "



ગઝલ.

અમે સૌ જીનના શિષ્યો, પ્રભુનુ ધ્યાન ધારીશુ;
રહી આદેશની માંહિ, જીનોનો જય ગજાવીશુ.

અહિંસા આગળે રાખી, નિતીના પંથ ચાલીશું.
બચાવી સર્વ પ્રાણીને, જીનોનો જય ગજાવીશુ.

નહિ કો દિ અમે શબ્દો, જુઠા જીભે ઉચ્ચારીશુ;
સહુને તેજ આદેશી, જીનોનો જય ગજાવીશુ.

લીધેલાં કાર્યને માટે, સહુ સંકટ હઠાવીશું:
અમે તે પાર પાડીને, જીનોનો જય ગજાવીશું.

અનેરાં કામ જે સૌએ, અહી સેવા બજાવીશુ,
પુરાં ખંતે કરી વીરો, જીનોનો જય ગજાવીશુ

